।। श्रीनटवरवपुर्जयति ।।

# ભરૂચીઓનો નવો પંથ.

---

દેવગઢબારીઆમાં થયલો તેમની સાથે

ત્ર વ્યવહાર.

---

ચીઓના ભ્રષ્ટાચારથી વૈષ્ણવોએ બચવું જોઈએ.

પ્રત ૧૦૦૦

વસંતરામ શાસ્ત્રી.

કિંમત ૦ાા આનો.

# કાંઇક.

---

છેલ્લાં બે વર્ષથી હું ગુજરાતના વૈષ્ણવોની વસ્તીવાળા ભાગમાં પર્યટન કરી રહ્યો છુ. જુદે જુદે સ્થલેથી વૈષ્ણવો મને આમંત્રણ કરે છે અને હું ત્યાં જાઉં છું. પ્રભુની પ્રેરણાને અનુસરીને તે તે સ્થલે હું જે કંઇ કહું છુ, તેને વૈષ્ણવો સ્વીકારી લે છે આમ વૈષ્ણવોએ મને અપનાવ્યો છે. આને હું ભગવદીયોની કૃપા ગણુ છુ

સં. ૧૯૭૯ ના ભાદ્રપદ—કૃષ્ણપક્ષમાં હું ગોધરા પાસેના એક વેજલપુર નામના નાનાં ગામમાં હતો ત્યાં દેવગઢબારીઆના બંધુઓ આવી પહોંચ્યા મને દેવગઢબારીઆ આવવા માટે મુજબનો હુકમ કર્યો હું તો તાબેદાર રહ્યો. વેજલપુરથી એ બંધુઓ સાથે બારીઆ ગયો. ત્યાં બીજા ગામોની પેઠે વ્યાખ્યાનમાલા શરૂ થઇ

બારીઆમાં મુખ્યત્વે શ્રીગોકુલનાથજીની અનન્ય સૃષ્ટિ છે દશા-નીમા વાણીઆઓના કેટલાંક ઘર ભરૂચી નામનો નવો પંથ ઉત્પન્ન કરીને ઉક્ત વૈષ્ણવ સૃષ્ટિથી જુદાં પડ્યા છે. તે પંથના એક મહંત રા કેશવલાલ હરિલાલ ગાંધી છે એઓ ધર્મને નામે કોણ જાણે કેટલાએ દુરાચરણો જાહેરમાં કરી રહ્યા છે આથી ઘણા વૈષ્ણવોના જીવન ભ્રષ્ટ થયાં છે રા કેશવલાલના સંસારી ભાણેજ ભાઇ ધીરજલાલે પોતાના મામા રા કેશવલાલ અને તેના ભરૂચી પંથના માણસોના દુરાચરણો જાહેરમાં મૂકીને બીજા ભાઇઓને તેથી દૂર રહેવાનો ઉમદા પ્રયાસ "વૈષ્ણવધર્મપતાકા"ના ૭ મા

વર્ષના ૮ મા અંકમાં કર્યો. તેથીજ ત્યાંના એ નવીન પંથીઓ ઉકળી ગયા હું બારીઆ ગયો ત્યારે રા. કેશવલાલ શ્રીમદ્ ગોકુલમા હતા. તેમના ચેલાઓએ બારીઆથી તાર કરીને તેમને તેડાવ્યા. અલૌકિક ધામમાં લૌકિક જીવો વધુવાર કેમ ટકે ? રા કેશવલાલ એકદમ બારીઆ આવ્યા હું બારીઆથી અમદાવાદ જવાની તૈયારીમા હતો. તેટલામા તેમના ચેલાઓએ ભાઇ કેશવલાલના આવવાની ખબર આપીને મને રોકયો મે તુરત જ પત્રવ્યવહાર ચલાવ્યો જે પત્રવ્યવહાર નીચે પ્રકટ કરૂ છુ.

વસંતરામ શાસ્ત્રી.

---

## પત્ર પહેલો.

દેવગઢબારીઆ, ભાદ્રપદ વદ ૯ ગુરુવાર
રાત્રિના ૯ વાગે

શા. કેશવલાલ હરિલાલ ગાંધી,

તમે વૈષ્ણવ સંપ્રદાયથી વિરુદ્ધ આચરણ કરો છે. વૈષ્ણવ સંપ્રદાયથી અનેક રીતે ભિન્ન પાખંડ મતને ફેલાવનાર તમે અહીંના એક નેતા છો. તમે તમારા મતનુ સમર્થન વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને ભાગવતનાં પ્રમાણો સાથે કરી આપો એવુ જાહેર આહ્વાન તમને હું કરૂ છુ. કાલે હુ બહારગામ જવાનો છુ. તેથી જો તમે તમારા મતનું સમર્થન જાહેર કરી શકો તેમ હો તો, આ પત્રનો જવાબ જલદી આપશો. નહિ તો તમે અશક્ત છો એમ સમજી કાલે અહીંથી રવાના થઇશ.

વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.

## જવાબ.

### ॥ શ્રી ગોકુલેશો જયતી ॥

ગ. રા. શાસ્ત્રીજી વસંતરામ હરીકૃષ્ણ, તમારો પત્ર રાતના નવ વાગતાનો પોહોચ્યો તમે મને લખ્યુ કે વૈષ્ણવ સંપ્રદાયથી એટલે પુષ્ટીમાર્ગના સીદ્ધાંતથી વીરૂદ્ધ આચરણ કરો છો. તો તે તમોને કીયો વીરૂદ્ધ આચરણ દેખાય છે તે લખસોજી

વૈષ્ણવ સંપ્રદાયથી અનેક રીતે બીજા પાખંડ મતને ફેલાવનાર તમે અહીના એક નેતા છો. તો તે બીજા પાખડ મત કીયો તે લખી જણાવશોજી પંછી તેનો ઉત્તર આપીશ મીતી ભાદરવા વદી ૯ સં ૧૯૭૯.

ગાંધી કેશવલાલ હરીલાલના વાંચશોજી.

---

## બીજો પત્ર.

દેવગઢબારીઆ, ભાદરવા વદ ૯
રાત્રિના ૧૧-૧૫

રા. કેશવલાલ હરિલાલ ગાંધી,

તમારો જવાબ મળ્યો. પુષ્ટિમાર્ગથી વિરુદ્ધ આચરણ તમે શું કરો છો, તે આ સાથે વૈષ્ણવધર્મપતાકા વર્ષ ૭ અંક ૮ મોકલ્યો છે, તેનુ પાનુ ૨૬૩ મુ જોઇ લેશોજી

તેમ તમેજ પાખંડમત ચલાવીને લોકોને ચરણસ્પર્શ કરાવો છો, જૂઠણ ખવરાવો છો, હીંડોળે ઝુલો છો વગેરે અનેક દુરાચાર કરો છો આ પાખંડ મત સાબીત કરશોજી જવાબ તુરત લખશો.

વસંતરામ શાસ્ત્રી.

## જવાબ.

( રાત્રિના ૨ વાગે આવ્યો.

## ॥ શ્રી ગોકુલેશો જયતી ॥

રા. રા. શાસ્ત્રીજી વસંતરામ હરીકૃષ્ણ તમારો જવાબ મલ્યો તમે ધર્મપતાકા વર્ષ ૭ અંક ૮ સામેલ છે તેનું પાનુ ૨૬૩ મુ જોઇ લેશોજી તે જાણ્યું

" તેના જુવાબમાં " શ્રી ગોકુલેશજીનુ વચન છે જે જાકે નેત્રનમેં કમલા હોત હે. સો સર્વત્રહી પીત દેખત હે

વલી શાસ્ત્રે કહ્યુ છે કે દુર્યોધનને કહ્યુ કે, તુ કોઇ ધર્મીસ્ટ લઇ આવ, ત્યારે તે બધે ફર્યો પણ કોઇને ધર્મીસ્ટ જોયોજ નહી. કારણ એ પોતે જેવો હતો તેવોજ તે સર્વને જોતો હતોજ

વલી ધર્મરાજાને કહ્યું કે તું કોઇ પાપીસ્ટ જોઇ લાવ ત્યારે તે બધે ફર્યો, પણ તે સર્વને ધર્મીસ્ટ દેખતા હતા તો તે કોઇને પાપીસ્ટ દેખેજ કયાથી ।

निदंका सुकराश्चैव सकलानिर्मीताहरै ॥
सुकराग्रामंसोधति साधूनसोधतिनिदंका ॥

બ્રહ્મપુરાણનું વચન છે જે નીદા કરનારા અને સુકર એટલે ડુકર એ સર્વેને ભમવાને પેદા કર્યા છે. પણ ડુક્કર, ગામને શુદ્ધ કરે છે અને નિદા કકનારાઓ વૈશ્નવને શુદ્ધ કરે છે.

શ્રીમુખનુ વચન છે જે, આપણી કોઇ નીદા કરે તેમ આપણા કોઇ દોસ કહે, તો તે આપણામાં અવગુણ હોય તે કાઢવા. નહી તો તેના કહ્યાનુ માઠુ નહી માનવુ

એથી અધીક સમજુને શું લખવુ.

વલી તેમ તમે લખો છો કે પાખંડ મત ચલાવીને લોકોને ચર્ણસ્પર્શ કરાવે છો હીંદોલે ઝુલો છો. તેનો જુવાબ માગ્યો તો નીચે પ્રમાણે છે.

હું અને મારૂ જાણીને જે કોઇ કરે છે તે કેવલ ભ્રસ્ટ જ છે. તેમ કોઇ પણ જાતની વાન્છના પ્રતીસ્ટા માહાત્મની આસા રાખે છે તે કેવલ વિષ્ટા સમાન છે.

નરને સુખ નર્ક તુલ્ય છે એવુ શ્રીમુખનુ વચન છે

તેમ શ્રીમહાચાર્યજીએ અનેક સીધાંતો નીરૂપણ કર્યા છે

તેમ હું તો તે લાયકજ નથી હું તો વૈશ્નવોની સેવા કરવાની વાન્છના રાખુ છુ અને તેજ મારો ધર્મ છે.

વળી આ સાથે સાસ્ત્ર તથા પુરાણોના શ્લોકો તથા તેના અર્થ સાથે સીદ્ધાંતો મોકલ્યાં છે તે વાંચી જોસોજ અને ધ્યાનમા લેશોજ

વળી શ્રી ગોકુલેશજીના શ્રીમુખનુ વચનામૃત છે. જે શ્રીગુસાંઇજી સાક્ષાત ઇશ્વર તેમની ચુગલી એક જણે જઇને અકબર બાદશાહને કરી કે જે દીક્ષીતજી પગલાં પુજાવે છે અને હીંદોલે બેસે છે અને કોઇ પરમેશ્વર કરી કહે છે ત્યારે અકબર બાદશાહના મનમાં દોષ આવ્યો ત્યારે એક સમે શ્રી ગુસાંઇજી અકબર બાદશાહને મલ્યા ત્યારે અકબર બાદશાહે શ્રી ગોસાઇજીને પુછ્યુ કે શ્રી દીક્ષીતજી મે એસી સુણી હે એ બાત સાચી હે ત્યારે શ્રી ગોસાઇજીએ કહ્યુ જે હમ જે હેં સોજ હે. જે જેસો કહત હે સો તાકો તેસો ઉપજયો હોયગો એ વચન ઉપર બાદશાહ ઘણુ પ્રસન્ન થયો અને કહ્યુ છે દીક્ષીતજી મોકુ એ બાતકો કહા ઉતર દેગે યાકો ઉતર હે નાહી ત્યારે એ બાત

પાદશાહ સાંભળીને ઘણુ પ્રસન્ન થયો અને ચુગલી કરનારનુ મોંડુ અકબર બાદશાહે જોયુજ નહી

વળી આ પુસ્ટી માર્ગનુ રહસ્ય શુ છે ? અને આ પુસ્ટીમાર્ગ શ્રીમદાચાર્યદ્વારા કેમ પ્રગટ કરાવ્યો તે લખશોજી.

મીતી ભાદરવા વદી ૯

લી. ચોમનલાલ કેશવલાલ ગાંધીના વાચશો.

---

## પ્રમાણો.

श्रीभागवते ॥

प्रतिविष्णुराते नायेनं सस्मरणात्पुसांसद्यः शुधंति वैगृहा. ॥

किंपुनर्दर्शनस्पर्शपादशोचासनादिभिः

જે વૈષ્ણવોનું સ્મરણ કરવાથી ગૃહસ્થ લોકોનાં ઘર પવિત્ર તતકાલ થાય છે તો તે વૈષ્ણવોનુ દર્શન તથા સ્પર્શ તથા પગ ધોવા તથા આસન ઉપર બેસાડી સેવા કરે તો તે પવિત્ર થાય એમાં શુ કહેવુ

श्री भागवते ॥ द्वितियस्कंधे ॥ शुकवाक्यं ॥

किरातहूणांध्रपुलिंद पुष्कसा ॥ आभीरककायवनेखसादयः ॥

येन्येपिपापायदुपाश्रयाश्रया ॥ शुद्धंति तस्मैप्रभाविष्णवे नमः ॥

શ્રી ભાગવતમાં દ્વિતિય સ્કધમાંહા શુકદેવજીનુ વાક્ય—કિરાત· હુણુ-અધ પુલિંદ (જગલી), પુલ્કસ, આહીર, કક, યવન, ખસ, એ આદી મ્લેચ્છ જાતના જીવો અને એ જે પાપીઓ ભગવાનના

ભકતના ભકતના આશ્રયથી શુદ્ધ થાય છે. એહવા તે વિષ્ણુને હુ નમું છુ.

क्षुद्रंवा भगवद्भक्त निषादश्वपचं तथा ॥

विक्षते जातिसामान्यं सयाति नरकं ध्रुवं ॥ ६ ॥

ભગવાનના ભકત શુદ્ર ભીલ તથા ચાંડાલ તેને સાધારણ જ છે તો તે નર્કમાં નિશ્ચય પડે છે.

॥ આગમે ॥ अर्चयित्वातु गोविंद तदीयामार्चयंतिपे ॥

नतुविष्णुप्रसादस्वभजनानंदाभिकाजनाः ॥

ભગવાનનુ પૂજન કરીને પછી તે ભગવદીઓને પુજતા નથી તો તે દભ (ઠગાઇ) કરનાર ભગવાનના કૃપાપાત્ર કહેવાતા નથી, એવુ મત્રશાસ્ત્રમા કહ્યું છે.

॥ આગમે ॥ शिवपार्वतिमत्ये ॥

आराधनानां सर्वेषां विष्णुराधनंपरं ॥

तस्मात परतरं देवो तदियानां समर्चनं ॥ १२ ॥

વળી મત્રશાસ્ત્રમાં શિવજી પાર્વતિને કહે છે જે સર્વ દેવનુ આરાધન કરતા ભગવાનનુ આરાધન શ્રેષ્ટ છે અને તે કરતાં પણ ભગવદીઓનુ આરાધન પણ શ્રેષ્ટછે.

॥ પદ્મે ॥ शिवालिंगसहस्राणां सालीग्रामशतस्यच ॥

तुलस्यातकोटिविप्राणामेकएकच वैष्णवे ॥

પદ્મપુરાણનું વચન છે જે શિવજીનાં હજાર લિંગ, સાલીગ્રામની સો મૂર્તિ, અને કરોડ બ્રાહ્મણ એ ત્રણની બરોબર એક ભગવદી છે

नमेभक्त चतुर्वेदो मदभक्तः श्वपच प्रिय ॥
तस्मैदेय ततो ग्राह्यं सचपुज्योम्यहं ॥

ચાર વેદનો જાણુનાર છે. અને મારો ભકત નથી તો તે મને વ્હાલો નથી. અને ચડાલ છે અને મારો ભકત છે. છે મને વ્હાલો છે માટે મારા ભકતને આપવુ તથા તેની પાસેથી લેવુ અને મારા બરાબર મારો ભકત પુજ્ય છે એવુ ભગવાન્નુ વચન છે.

॥ प्रभुवाक्यं ॥

नैवैद्यं पुरतो न्यस्त दृष्ट्यै वस्वीकृतं मया ॥
रसंवैष्णव जिव्हाग्रेमश्नामकिमलोद्भवः ॥

ભગવાન કહે છે-મારી આગલ ધરેલો ભોગ, મે નજરેથી અ ગીકાર કરેલો પ્રસાદ વૈષ્ણુવની જીભ ઉપર એટલે મુખમાં પડેલો પ્રસાદ હુજ ભોજન કરૂ છુ. એવુજ બ્રહ્માજીને કહ્યુ છે

॥ विष्णुपुराणे ॥

प्रातरुत्थाययये नित्यं वैष्णवानां च किर्तनं ॥
कुर्वान्तिते भागवताः कृष्ण तुल्यं न संशयः

પ્રાત કાલમા ઉઠીને નિત્ય વૈષ્ણુવનુ કિર્તન જે કોઇ કરે છે તો તે ભગવદી ભગવાનની બરાબર છે એ વાતમાં સંદેહ નથી. એવુ વિષ્ણુ પુરાણુમાં કહ્યુ છે

वैष्णवो परमोधर्मो वैष्णव परमं मतं ॥
वैष्णवा परमोराध्यो वैष्णवो परमो गुरुः

વૈષ્ણુવ એજ પરમ ધર્મ છે અને વૈષ્ણુવ એજ પરમ મત

છે. વૈષ્ણવ એજ પરમ આરાધન કરવા જોગ છે અને વૈષ્ણવ એજ પરમ ગુરૂ છે

पंचम स्कंधे रहु गणप्रति ॥

रहुगणैत्ततपसानयातिनचेज्ययानीर्वपणऽहाका ॥

नछुदसानैवजलाग्निसुयैर्विनामहन्यादरजो भिसेकात ॥३०॥

અર્થ—જડ ભરતજી રહુગણ રાજા કહે છે કે રહુગણ જે જ્ઞાન મોટા ભગદીઓના ચરણની રજમાહા નાહવાથી થાય છે તે જ્ઞાન તપ કરવાથી તથા યજ્ઞ કરવાથી તથા સન્યાસ લેવાથી તથા ઘરમાહા રહેવાથી તથા વેદ ભણવાથી જલમાંહા નાહવાથી તથા અગ્રી હોમવાથી તથા સુરજ દેવતાને નમવાથી મળતુ નથી. મોટા ભગવદીઓના ચરણરજમાંહાં નાહવાથી મલે છે

जन्मांतर सहस्त्रेल्ण कोटिजन्मांतरे सुयन ॥

प्रदहातित्वपापानीसतां पादोदकंपीचेत ॥४५॥

અર્થ—વૈષ્ણવનું ચરણામૃત પીએ તો હજારો હજાર કોટી કોટીજન્મનો દાહ પામે છે

बृहमहत्यासहस्त्राणीभ्रुण हत्यासतानिच ॥

तस्यपापानी स्चेतिवैसीष्टभोजनात् ॥ ४६ ॥

અર્થ—વૈષ્ણવો ઉચીષ્ટ ભોજન કરવાથી હજારોહજાર બ્રહ્મહત્યા તથા સો સો ભ્રુણ હત્યા વીગેરે સરવે પાપ નાશ પામે છે

श्रीधरस्वामीकृतं किंमीष्टमधूवैरिणोधरसुधासिक्तं स्व-

**भक्तार्पितंतः स्वामीष्टतमंचकिंमूरारियोनामावलीकर्तनतरमान्मीष्टं-तमंचकि भगवतो भक्तस्य सदर्शनं तस्मानमीष्टतम च किं पदम्नु धामदूभक्तसेषामृत ॥ १४९ ॥**

શ્રીધરજીએ કહેલો શ્લોક કે ભગવાનના ભક્તને એ સમરપેલુ અન્ન અને ભગવાનના અધરામૃતથી સીંચેલુ જે અન્ન મીસ્ટ છે તે કરતાં પણ ભગવાનની નામાવલીનું કીરતન કરવુ તે મીસ્ટ છે તેથી પણ ભગવાનના ભકતોનુ દરશન મીસ્ટ છે અને તેથી પણ ભગવાનના ભકતનુ અવશેષ અન્ન વીગેરે વસ્તુ તે મીઠુ છે.

**स्कधे कर्मणामनसा वाचायेचर्यंति सदाहरीतेषांवाक्यं सदा कार्प्यं तेही विश्नुसमान हा ॥ १५० ॥**

સ્કદ પુરાણમાં કહ્યુ છે કે કીયામન વાણીએ કરીને સદા એટલે નીત્ય ભગવાનનુ પુજન કરે છે તો તે ભગવાનનુ પુજન કરનારાઓનું વચન સદા પાળવુ અને તે ભગવાનની બરાબર સમજવા.

શ્રીમદ્ ભાગવતના દસમા સ્કધમા છબીસમા અધ્યાયમાં શ્રીમદાચાર્યજીએ પોચ કારીકા કરી છે તે જોવી

શ્રીનારદજીએ કહ્યુ કે હુ દાસીપુત્ર હતો મારી મા વૈષ્ણુવોની સેવા કરતી હતી, અને હુ વૈષ્ણુવોની જુઠણુ લેતાં લેતાં નારદ પદવી પામ્યો છુ એવુ શ્રીમુખનું વચન છે

---

# છેલ્લો પત્ર.

દેવગઢ બારીઆ, ભાદ્રપદ વદ ૧૦
સવારના ૭ વાગે

રા. કેશવલાલ હરિલાલ ગાંધી,

તમારો પત્ર પહોચ્યો. (રાત્રિના ૩ વાગે) વાંચી આશ્ચર્ય થયુ 'વૈષ્ણવધર્મપતાકા' માં તમારા મત અને વર્તનપર જે લેખ છે, તેનુ વ્યાજબીપણુ જાહેરમાં સિદ્ધ ન કરતાં આમ ઉટપટાંગ જવાબ આપવો એજ તમારુ કમતાકાતપણુ છે પાપીને પાપી કહેવો તે નિંદા નથી તેમ વૈષ્ણવપણાનો ડોળ કરીને અનેક પ્રકારે પાપાચરણ કરનાર પાખંડીઓને ઉઘાડા પાડવા એ દરેક સજ્જનનું કર્તવ્ય છે એવા પાખંડીઓની જાળમાંથી બીજાને ઉગારી લેવાનુ મહાપુણ્ય તેમા સમાયલુ છે તેથી તમે લખેલા દાખલા તદ્દન નકામા છે એવી વાગ્જાળમાં હવે કોઇ ફસાય તેમ નથી

વળી એ પત્ર લખી તમે જણાવો છો કે જે આક્ષેપો કર્યા છે તે તદ્દન ખોટા છે? તો શુ તમે સૂતક પાળો છો? નાગો મુડાવો છો? વિધવાઓને શણગાર સજાવતા શુ નથી? તમારે ત્યાં વિધવાઓ પર પુરુષ સાથે હીચ લેતી નથી? બીજી ઘણી વાતો તમારા પર લખી છે, તેનો ખુલાસો જાહેર સભામા તમે શાસ્ત્રથી કરો એ માગણીનો સ્વીકાર ન કરતાં આમ ખાનગી કાગળો ચિતરવાથી તમારી જોખમદારી દૂર થતી નથી. સસ્કૃતનુ જ્ઞાન તમને મુદ્દલે નથી, તો આવા અશુદ્ધ સસ્કૃત શ્લોકો શા માટે ઉતારી મોકલ્યા છે? વળી કોઇ શ્લોકમાં એવુ નથી લખ્યુ કે, વૈષ્ણવ થઇ વ્યભિચાર કરવો, હીંડોળે ઝૂલવુ, જૂઠણુ ખવરાવવી, ચરણસ્પર્શ કરાવવા તો નકામા ભળતા

શ્લોકો, તે પણ અશુદ્ધ છપાવવાથી શો લાભ? તમારા બે પત્રોથી ખાત્રી થાય છે કે, તમે કશું જાણતા નથી અને તમારાપરના આક્ષેપોને શાસ્ત્રસિદ્ધ કરી બતાવવાની શક્તિ મુદ્દલે ધરાવતા નથી તેથી હવે હુ આજે જ બારૈયા છોડી જાઉ છુ હું વધુ પત્રવ્યવહાર ચાહતો નથી.

વસતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી

---

## ઉપસંહાર.

અહીં પત્રવ્યવહાર ખતમ થાય છે વિચારશીલ વાચક જોઇ શકશે કે શાસ્ત્રોનાં શુદ્ધ પ્રમાણો નીચે કેવા નીચ વ્યવહારોની બરદાશ્ત આ ભરૂચીઓ કરી રહ્યા છે ?

### ચર્ચાનું કારણ.

ઘણાએ પૂછે છે કે, આવી અગત ચર્ચા ઉભી કરવાનું શુ કારણ? સિદ્ધાંતને અને ચોક્કસ વ્યક્તિઓના આચરણને શો સબધ?

ખરી વાત, આ પ્રશ્ન મારી ધ્યાન બહાર નથી. તેનો જવાબ આ છે ગઇ સાલમાં ચતુર્થપચમપીઠાધીશ્વર ગો, શ્રીવલ્લભાચાર્યજી મહારાજ કપડવજ તરફ પધાર્યા હતા. ત્યાંની આસપાસના ગામોમાં પણ આપશ્રીની પધરામણી થઇ એ તરફ શ્રીગોકુલેશપ્રભુની જ સૃષ્ટિ ચોમેર બિરાજે છે. આ સૃષ્ટિમાં ભરૂચી પથનો સડો પેઠેલો જણાયો. કેટલાક કેળવાયલા અને નીતિને ચાહનારા વૈષ્ણવોએ આપશ્રી પાસે

એક વાતની ફર્યાદ કરી —" આ ગામડાઓમાં વિધવા સ્ત્રીઓ સૌભાગ્યવતીના સર્વ શણગારો સજે છે. આંખમાં આંજણ, કપાળમાં કંકુની પીયળ, હાથમાં ચૂડો વગેરે ધરે છે. પરિણામ શું આવે છે તે અમે કહેતાં શરમાઇએ છીએ આનું કારણ ભરૂચીઓનો સિદ્ધાંત છે. તેઓએ એમ શિખવ્યું છે કે, લૌકિક પતિ ભલે મરી ગયો, અલૌકિક પતિ (શ્રીગોકુલેશ) તો સાબૂત છે, તો શા માટે તમે વિધવાધર્મ પાળો છો ?" મહારાજશ્રીએ આ સડાને દૂર કરવા માટે તે જ દિવસે સભામા આજ્ઞા કરી કે, "આવી રીતે વિધવા થઇ સૌભાગ્યવતીનાં ચિહ્ન ધરનારી વિધવા નહિ પણ વેશ્યા સમાન છે" મે પણ કહ્યું કે,-"શ્રીગોકુલેશ પ્રભુ તો પુરુષોને માથે પણ પતિરૂપે બિરાજે છે, તેથી શું પુરુષો સ્ત્રીઓના બાહ્ય વેશ લઇ શકે છે ? માટે આવા ખરાબ સિદ્ધાંતો ફેલાવીને લૌકિકમાં ડૂબી મરવું નહિ" આથી મ્હોટો ખળભળાટ થયો

## રજસ્વલાનો ભ્રષ્ટાચાર.

તે પછી કપડવંજમાં શ્રી બહેનજીરાજનો ઉત્સવ ઉજવાયો તેમાં તો હદ વળી ગઇ જેનો સગો ભાઇ ગુજરી ગયો હતો, તેવો એક સુતકી અને બીજી બે રજસ્વલા સ્ત્રીઓ પણ વામમાર્ગીઓની જેમ મજકુર ઉત્સવમા દાખલ થઈ ગઇ રજસ્વલા સ્ત્રી હાથવતી ચાંદીના લોટામાંનું તેલ ભ્રષ્ટાચારીઓ પર છાંટવા માંડેલી. આ સાંભળતાંજ હું તો આ વામમાર્ગીઓથી થથરી ગયો. એ વિષે ઘણા જ નમ્ર શબ્દોમા મે ટીકા કરી પણ કોણ પૂછે છે ?

## બારીઆ-પ્રકરણ.

તે પછી બારીઆં પ્રકરણ ઉભું થયું તેમાં તો બધી વિચિત્ર

લીલાઓ ચાલી છે. મહત કેશવલાલ શ્રીગોકુલેશ બને છે. વિવાહોત્સવ ઉજવતાં પોતે વર થઇને કોઇ વિધવાને વહુ બનાવીને, છેડાછેડી બાંધીને, ઘોડે ચડીને બજારમાં નીકળે છે. બીજી વાતો તો ઉપર લખી છે જ

આથી શું થાય છે ? ચોક્કસ પાપીઓના કર્મથી સારા સંપ્રદાયની નિંદા થઇ રહી છે ભરૂચીઓમાં કેટલાક સારા ચારિત્ર્યવાળા પણ વગોવાઇ રહ્યા છે બીજા સંપ્રદાયવાળાઓ ભરૂચીઓને વૈષ્ણવ ગણીને તેનાં આવાં વામમાર્ગીય કર્મોને ટાંકે છે, ને સંપ્રદાયને નિંદે છે માટે હવે નિશ્ચયજ કર્યો છે કે, તેમને બરોબર ઉઘાડા પાડવા.

મહત કેશવલાલે ઉન્ચકોટિના મહાનુભાવી વૈષ્ણવોના માહાત્મ્યના શ્લોકો લખીને પોતાનાં પથના નીચ વ્યવહારનો બચાવ કર્યો છે. પ્રભુનુ નામ બધા પાપને હરે છે, માટે ખૂબ પાપ કરીને પ્રભુનું નામ લેવુ, એ સિદ્ધાંત જેમ પાપમય છે, તેમ મહત ઉપર લખેલો બચાવ પણ પાપમય છે. વળી બચાવનાં કોઇ ઢગ છે ? કહે છે કે, “ કમળો હોય તે પીળુ દેખે ” એટલે મહતપર જે આક્ષેપો કર્યા છે તે ખરા નથી વળી લખે છે કે, હું અને મારૂ જાણીને કરે તેને દોષ છે. એટલે મહત જે પાપ કરે છે તે હુ અને મારૂં જાણીને કરતા નથી વૈષ્ણવોના દર્શન વગેરેથી પાપ જાય એટલે પોતે પોતાને મહાન વૈષ્ણવ માની બધાને દર્શન, ચરણસ્પર્શાદિક કરાવે છે ધન્ય છે !

આવાં પાપોનો બચાવ શાસ્ત્રને નામે થાય તે તો ઠીક પણ, એક વિદ્વાન ગણાતાએ વાક્પતિ શ્રીમહાપ્રભુજીનાં લૌકિકત્વં એ વચનથી કર્યો છે પગકાબા આવી ગઇ ! વિદ્વાનોની દૃષ્ટિ પણ કલિ-

કાલથી હકાઈ ગઈ ! પણ તેઓને જરૂર કહી શકુ કે, આવા પાપો ઢાંકવા માટે આવા ઉચ્ચતમ વચનોનો ઉપયોગ કરીને અધતમસન અધિકારી ન બનો, પાપી ન બનો.

બારીઆ પ્રકરણ પૂરૂ થયુ નથી. હજુ શાસ્ત્રાર્થ થનાર છે. ત્યાં જરૂરીઆેએ બાકુતી પંડિતો એકઠા કરવા માંડયા છે. ત્યાં હું હ ત્યારે મહાજન પાસે તેમનું પંચ આવ્યું હતું પણ "હારે તે સામા સિદ્ધાંત અમલમા મૂકે" એ શરત એમને આકરી લાગી. તેથી સમયે એ વ્યવસ્થા ભાગી પડી. હવે ફરીને તેમણે ઉપાડી છે ? પરિણામ શુ આવે છે તે જોઇશું.

લેખક તથા પ્રકાશક,
વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી
શ્રીદેવકીનંદનનિવાસ, સ્ટેશન પાસે—અમદાવાદ.

---

ધી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે
છાપ્યું—ઠે પાંચકુવા, અમદાવાદ.